સ્ત્રીઉપયોગી

# ગીતા-સાર.

(અર્જુનવિષાદયોગ.)

મ. છ. ત્રવાડી.

શ્રીઉપયોગી

# ગીતાસાર

( અર્જુનવિષાદયોગ )




પ્રયોજક—મણિલાલ છગનલાલ ત્રવાડી

શિક્ષક, મ્યુ૦ વર્ના૦ હાઈસ્કૂલ નં. ૨ અમદાવાદ.


---



---


પ્રથમાવૃત્તિ. પ્રત ૧૦૦૦

સંવત ૧૯૭૮. ઈ. સ. ૧૯૨૨.



અમદાવાદ પાનકોરના નાકે વાડીલાલ કેશવલાલે

શ્રી કેશરીઆજી પ્રિન્ટીંગ પ્રેસમાં છાપી.


---

કિંમત રૂા. ૦—૨—૬.

# પ્રસ્તાવના

એક વખતે એક સજ્જનસ્નેહીની સાથે સ્ત્રી-ઉપયોગી ગુજરાતી સાહિત્ય સંબંધીની વાતચીત કરતાં તેમણે નીચે પ્રમાણે ઉદ્‌ગારો કાઢ્યા હતા.

"ગુજરાતીમાં સ્ત્રીઉપયોગી સાહિત્યની ઘણીજ ખોટ છે. લગ્ન પ્રસંગે કે એવાજ બીજા કોઇ શુભ પ્રસંગે સ્ત્રીઓ હેતુ વગરનાં નિર્જીવ ગીતો ગાય છે. રે ! ઘણું થાય છે તો બીભત્સ ગીતો ગાઈ તેમાં આનંદ માને છે, તેથી સ્ત્રીઉપયોગી સાહિત્ય ગુજરાતીમાં બીલકુલ નથી, એમ કહીએ; તો ખોટું નથી. પુરુષોની સ્ત્રીઉપયોગી સાહિત્ય લખવા તરફ કેટલી બેદરકારી છે, તે આથી સ્પષ્ટ સમજાય છે."

તે વિદ્વાન સજ્જનની વાતચીત ઉપરથી સ્ત્રીઓને કાંઇક ઉપયોગી થઈ પડે તેવું ધાર્મિક લખાણ લખવાનું સાહસ કરવાનું મને મન થયું. મને એમ તો થયું કે હું અલ્પબુદ્ધિ વાળો શું લખી શકું એમ છું ? હું એકલો ગાંડુંઘેલું લખી આ મોટી ખોટ શી રીતે પૂરી કરી શકું એમ છું? શું સ્ત્રી-ઉપયોગી સાહિત્ય ગુજરાતીમાં બીલકુલ નથી? એ યાદ આવતાં અંગ્રેજીની એક કહેવત 'Some thing is be-

tter than nothing' નો વિચાર કરી લખ વાનો મારો વિચાર દૃઢ થયો.

વસ્તુ શોધતાં હમણાં તો ગીતાનો પ્રથમ અધ્યાય, મને સર્વે બાબતોનો વિચાર કરતાં શ્રેષ્ઠ જણાયો. શ્રીમદ્ભગવદ્ગીતાનાં ભાષાન્તરો તો મારા કરતાં ઘણા વિદ્વાન-સાક્ષરોએ કર્યાં છે. આ ભાષાન્તરો સાધારણ ભણેલી સ્ત્રીઓને અનુકૂળ આવે તેવાં તો નથીજ, તેથી ભાષાન્તર નહિ કરતાં માત્ર પ્રથમ અધ્યાયનો સાર જ લખવાનો નિશ્ચય કર્યો. તે સાર આ પુસ્તકમાં પ્રકટ કર્યો છે.

પ્રાથમિક શાળાનાં ઉપલાં ધોરણોમાં અભ્યાસ કરતી બાળાઓને અને સાધારણ કેળવાયલી સ્ત્રીઓને સ્વેચ્છાથી વાંચવું ગમે, તેમને શ્રીમદ્ભગવદ્ગીતાનો અભ્યાસ કરવાનો શોખ થાય અને તેમના ભાષાજ્ઞાનમાં કાંઇક વધારો થાય, એવા આશયો લક્ષમાં રાખીને આ નાનકડું પુસ્તક લખવામાં આવ્યું છે.

કાવ્ય સ્ત્રીઓના જ રાગોમાં સરળતાથી ગાઇ શકાય, કાવ્યનો રસ ભંગ ન થાય અને વાંચતાંજ વસ્તુ સચોટ સમજાય, એ સર્વે બાબતોની યથા શક્તિ કાળજી રાખવામાં આવી છે.

વધુ સરળતા કરવા માટે અર્જુનવિષાદ-યોગના વિભાગો પાડી બતાવ્યા છે. કેટલેક સ્થળે ન ચાલે, જરા અઘરા શબ્દ–સમુદાયો વાપરવા પડ્યા છે; તો તેની ક્ષમા માગું છું.

આ પુસ્તક લખવામાં અમદાવાદ મ્યુ૦ વર્ના૦ હાઈસ્કૂલ નં. ૨ ના હેડ૦ મા૦ રા૦ ભાઈશંકર તુલસીરામ દવેએ કેટલીક ઉપયોગી સૂચનાઓ કરી છે, તે બદલ તેઓશ્રીનો આભાર માનું છું. વળી અત્રેના જાણીતા શેઠજી શ્રી વ્રિજવલ્લભદાસ જેકીશનદાસે પોતાનો ઉદાર હાથ લંબાવી આ પુસ્તક છપાવવામાં મને આર્થિક મદદ કરી છે, તે બદલ તેઓશ્રીનો ખરા અંતઃકરણ પૂર્વક આભાર માનું છું. પ્રભુ! તેમને આવાં પરોપકારનાં કામો કરવા માટે દીર્ઘાયુ આપો. अस्तु ॥

સહૃદય વાચક! હવે તો આ મારો પ્રથમ-નો અલ્પ પ્રયાસ કેટલે દરજ્જે સફળ થયોછે તે જોવા માટેની મારી તમને નમ્ર વિનતિ છે.

| | |
|---|---|
| શાહપુર,<br>ગરનાળાની પોળ<br>અમદાવાદ. | મણિલાલ છગનલાલ<br>ત્રવાડી. |

---

# અર્પણ

અત્રેના વિદ્યારસિક શ્રીયુત શેઠજી

વ્રિજવલ્લભદાસ જેકીશનદાસનાં

અ૦ સૌ૦ ધર્મપત્ની શ્રીમતિ

સરસ્વતી બેનને.

---

ॐ

मूकं करोति वाचालम्

पङ्गुं लङ्घयते गिरिम्।

यत्कृपा तमहं वन्दे

परमानन्दमाधवम्॥

# અર્જુનવિષાદયોગ

## વિષય-વિભાગ

ॐ

सरस्वत्यै नमः।

# સ્ત્રીઉપયોગી

# ગીતાસાર

## ( અર્જુનવિષાદયોગ )

"રામ-લક્ષ્મણ વનમાં સિધાવીઆ" ને મળતો

### ઘોળ.

### આરંભ અને પાંડવસૈન્યવર્ણન.

ધૃતરાષ્ટ્ર—

કૌરવ-પાંડવ લડવા સિધાવીઆ,
છે જ્યાં ધર્મક્ષેત્ર-કુરુક્ષેત્ર;
કહો શિરછત્ર !
સંગ્રામે શું બન્યું ? ૧

યોગ-સાંખ્યના પૂર્ણ અભ્યાસથી
કીધી દિવ્યદષ્ટિ જીતી પ્રાણ
કહો સુજાણ
હે સંજય ! શું બન્યું ? ૨

અહિંસાવતી પહેલેથી પાંડવો
પ્રતિસ્પર્ધી અતિ ધર્મધીર,
સંજય ! શૂરવીર.
કહો, તેમાં શું બન્યું ? ૩

રણમાં હિંસાના ડરથી લડ્યાવિના
પાંડવોએ લીધી હોય હાર;
તો તો પ્રભુ ! બહાર !!
કહો, તેમાં શું બન્યું ? ૪

**સંજય—**

વ્યૂહમાર્ગમાં પાંડવસૈન્યને
નીરખી લડવા બનેલ આતુર,
દુર્યોધન વીર
કહે ગુરુ દ્રોણને. ૫

પ્રભુ ! જુઓ આ મોટેરા સૈન્યને,
તેનો સ્થાપક દ્રુપદપુત્ર;
આવ્યો તે અત્ર,
કહે ગુરુ દ્રોણને. ૬

ગુરુદ્રોહી બની, રણક્ષેત્રમાં
વિદ્યાદાનનું દેવા ઈનામ
તે આવ્યો આ ઠામ,
કહે ગુરુ દ્રોણને. ૭

નથી શૂરો ધૃષ્ટદ્યુમ્ન એકલો,
બીજા શૂરવીર ઉભા અનેક;
કરીને વિવેક
ગણાવું હું આપને. ૮

દૂર રહેવા છતાં જે સમર્થ છે
શત્રુસૈન્યમાં કરવા ભંગાણ
ભીમ-અર્જુનબાણ,
કહે ગુરુ દ્રોણને. ૯

વસમા વિરાટ, દ્રુપદ, સાત્યંકી
મારે એકલા દશ દશ હજાર;
મહારથ, યુયુધાન;
કહે ગુરુ દ્રોણને. ૧૦

ધ્વજાચિહ્ન જોતાં અરિ થરથરે
એવો ધૃષ્ટકેતુ, ચેકિતાન
ઘણા વીર્યવાન;
કહે ગુરુ દ્રોણને. ૧૧

પુરુષોત્તમ પુરુજિત્ ને શૈબ્ય,
કુંતીભોજ, કાશી તણો રાય
જોઈ ના સહેવાય !
કહે ગુરુ દ્રોણને. ૧૨

મોટી કીર્તિવાળો યુધામન્યુ,
ઉત્તમૌજા ઘણો બળવાન
જોઈ ભૂલું ભાન !
કહે ગુરુ દ્રોણને. ૧૩

કોઠાયુદ્ધે કુશળ, કોડામણો,
ઘણો ક્રોધી અભિમન્યુ વીર;
દ્રૌપદીપુત્રો ધીર,
કહે ગુરુ દ્રોણને. ૧૪

## કૌરવસૈન્યવર્ણન.

કૌરવ-કેસરીસિંહોના સૈન્યમાં
જેનું નામ લેતાં જાય પાપ
એવા શ્રેષ્ઠ આપ,
કહે ગુરુ દ્રોણને. ૧૫

નૈષ્ઠિક બ્રહ્મચારી દાદા ભીષ્મ ને
કર્ણ, કૃપ આદિ જીત્યા નવ જાય;
તો હાર કાં થાય ?
કહે ગુરુ દ્રોણને. ૧૬

અમર અશ્વત્થામા પુત્ર આપના,
જેને સ્વપ્નામાં હોય ન મરણ;
બંધુ વિકર્ણ,
કહે ગુરુ દ્રોણને. ૧૭

સોમદત્તનો પુત્ર ભૂરિશ્રવા,
સિંધાધિપતિ જયદ્રથનું જોરઃ
જાણો છો અઘોર !
કહે ગુરુ દ્રોણને. ૧૮

બીજા શસ્ત્રાળા શૂરો ઘૂમે ઘણા
જીવનઆશા છોડી મારે માટ
લડે જીવ સાટ,
કહે ગુરુ દ્રોણને. ૧૯

એવા અગિઆર અક્ષૌહિણી તણા
સેનાધિપતિ ચતુર, સુજાણ
ભીષ્મ બળવાન;
કહે ગુરુ દ્રોણને. ૨૦

શત્રુ સાત અક્ષૌહિણી ન્યૂનનો
ભીમ નાયક મોભાગ્રબુદ્ધિ !
લાવું તેની શુદ્ધિ !
કહે ગુરુ દ્રોણને. ૨૧

## "પીચકારી મને ના મારશો" ને મળતો રાગ.

સર્વે રક્ષા કરજો દાદા ભીષ્મની.

દાદા ભીષ્મની હો રણધીર ! રે
સર્વે રક્ષા કરજો દાદા ભીષ્મની. ૨૨

ગુરુ ! આપ અને બીજા સ્નેહીઓ
કૌરવસેનાના હો રણધીર ! રે
સર્વે રક્ષા કરજો દાદા ભીષ્મની. ૨૩

"લોક નિંદા કરો કે સ્તુતિ કરો;
આ દેહ દુર્યોધન માટ રે
બેટા ! યુદ્ધે પાછી પાની નહિ કરૂં." ૨૪

એમ બોલીને સિંહના સૂરથી
ધન્ય ભીષ્મે માંડયો શંખનાદ, રે
સર્વે રક્ષા કરજો દાદા ભીષ્મની. ૨૫

ભીષ્મશંખ સૂણી રણશિંગડાં
શંખ, ભેરી, પણવનો શું નાદ ! રે
સર્વે રક્ષા કરજો દાદા ભીષ્મની ૨૬

## પાંડવસૈન્યના શંખોનું વર્ણન.

કૌરવવાદ્યકોલાહલ સૂણીને
શંખો વાગીઆ પાંડુકુમારના:
દિવ્ય મોટેરા શંખો વાગીઆ. ૨૭

મોટા રથને જોડ્યા ધોળા ઘોડલા,
તેમાં બેઠેલ પ્રભુ ને પાર્થના
દિવ્ય મોટેરા શંખો વાગીઆ. ૨૮

પાંચજન્ય પ્રભુએ વગાડીઓ,
કૌંતેયે લીધો દેવદત્ત રે
દિવ્ય મોટેરા શંખો વાગીઆ. ૨૯

ભીમકર્મા વૃકોદર ભાઈના
પૌંડ્રનો શું થાય ત્યાં નાદ ! રે
દિવ્ય મોટેરા શંખો વાગીઆ. ૩૦

કુંતીપુત્ર ધર્મિષ્ઠ યુધિષ્ઠિરે
લીધો અનંતવિજય નામ રે
દિવ્ય મોટેરા શંખો વાગીઆ. ૩૧

નકુળ સહદેવે સુઘોષ ને
મોંઘો મણિપુષ્પકનો સૂર રે
દિવ્ય મોટેરા શંખો વાગ્યાં. ૩૨

કાશીરાજ, શિખંડી, ધૃષ્ટદ્યુમ્ન,
વિરાટ, સાત્યકીના ધૃતરાષ્ટ્ર ! રે
દિવ્ય મોટેરા શંખો વાગ્યાં. ૩૩

દ્રુપદ, દ્રૌપદીપુત્રો, મહાબાહુ-
અભિમન્યુ સુભદ્રાતનુજના
દિવ્ય મોટેરા શંખો વાગ્યાં. ૩૪

શંખનાદોના મોટા અવાજથી
કૌરવોનાં હૃદય ચીરાય રે
દિવ્ય મોટેરા શંખો વાગ્યાં. ૩૫

## રાખો રથને.

"આંટી ઉકેલો સૂતરની" ને મળતો રાગ.

અર્જુન સવિનય કહે કેશવને.

કૌરવ લડવા આતુર થયા,
ઝણુણુ બાણો છૂટયાં ત્યારે;
અર્જુન સવિનય કહે કેશવને. ૩૬

રથ રાખો બે સેના વચ્ચે.
અરિ શું કરનાર વિભુ! તમને?
ગાંડીવ ધનુષ્ય કરમાં લઇને
અર્જુન સવિનય કહે કેશવને. ૩૭

કોની સાથે મારે લડવું,
લડવું મારી સાથે કોણે?
નીરખવા દો દુશ્મન નયણે;
અર્જુન સવિનય કહે કેશવને. ૩૮

કૌરવહિતેચ્છુ લડવૈયા
સારી રીતે દેખાય મને,
એવી રીતે રાખો રથને;
અર્જુન સવિનય કહે કેશવને. ૩૯

રથ બે સેના મધ્યે સ્થાપ્યો:
અર્જુનનું કહેણ ગમ્યું હરિને
ધૃતરાષ્ટ્ર ! પછી કહું શું તમને ? !
શ્રીકૃષ્ણ પ્રબોધે અર્જુનને. ૪૦

ઉભા આ બે સેનાપતિઓ
ધોળામાં ધૂળ લગાડીને:
નીરખ તું ભીષ્મ અને ગુરુને,
શ્રીકૃષ્ણ પ્રબોધે અર્જુનને. ૪૧

દુર્યોધનને ખુશ કરવાને,
આ સૌ મળીયા હણવા તમને;
નીરખ કુકર્મી કૌરવને,
શ્રીકૃષ્ણ પ્રબોધે અર્જુનને. ૪૨

બાહુબળ બતલાવાનો આ
સોનેરી સમય મળીયો તુજને;
કૌરવ-કુળ-કાળ બની જોને,
શ્રીકૃષ્ણ પ્રબોધે અર્જુનને. ૪૩

## અર્જુનવિષાદ અને શ્રીકૃષ્ણનું પ્રબોધન.

"સ્વસ્તી શ્રીપુર નગર સોહામણું" ને
મળતો રાગ.

ઉભા કાકા, આ દાદા, આચાર્યો ને
બંધુ, પુત્રો, મિત્રો, આદિ સાથ
પ્રભુ ! હું તો નહિ લડું. ૪૪

આહા ! દ્રોણ ને દાદા ભીષ્મની
હિંસા કરવામાં મોટો અધર્મ;
પ્રભુ ! હું તો નહિ લડું. ૪૫

રણમાં સર્વે સ્વજનોને જોઇને
મારાં ગાત્રો બધાં ગળી જાય;
પ્રભુ ! હું તો નહિ લડું. ૪૬

મુખડું શુષ્ક બન્યું છે માહરૂં,
રોમે રોમે કંપારી થાય;
પ્રભુ ! હું તો નહિ લડું. ૪૭

હસ્તથી આ ધનુષ્ય સરી પડે,
મારૂં આખું વપુ સળગી જાય;
પ્રભુ ! હું તો નહિ લડું. ૪૮

ઉભા રહેવામાં ચેન પડે નહિ,
બેઠે મનડું ચક્કરભમર થાય;
પ્રભુ હું તો નહિ લડું. ૪૯

ધર્માધર્મનો કંટક સાલીયો,
આડો અવળો દમે મર્મસ્થાન;
પ્રભુ ! હું તો નહિ લડું. ૫૦

ચિહ્નો સઘળાં અમંગળ આ દીસે,
બંધુવધમાં તે કયાંથી કલ્યાણ ?
પ્રભુ ! હું તો નહિ લડું. ૫૧

બંધુવધ કરી વૈભવ પામવા,
એ તો અલ્પબુદ્ધિનું કામ;
પ્રભુ ! હું તો નહિ લડું. ૫૨

છાજે યુદ્ધ આ પૂર્ણ અધર્મીને,
ધર્મનિષ્ઠ અમોને અયોગ્ય;
પ્રભુ ! હું તો નહિ લડું. ૫૩

બંધુવધનાથી વનવાસ શ્રેષ્ઠ છે;
ત્યાં જઈ લેશું હરિ કેરૂં નામ
પ્રભુ ! હું તો નહિ લડું. ૫૪

ફલાકાંક્ષીઓ પ્રવૃત્તિ આદરે,
મારે વૈભવફળનું શું કામ ?
પ્રભુ ! હું તો નહિ લડું. ૫૫

જીવનઆશા ને લક્ષ્મી છોડીને
સ્વજન સર્વે આ આંહિ ઉભેલ;
પ્રભુ ! હું તો નહિ લડું. ૫૬

“ આંટી ઉકેલો સૂતરની ” ને
મળતો રાગ.

ગુરુઓ, કાકા, પુત્રો, દાદા;
મામા, સસરા, પૌત્રો, સાળા

સંબંધી સાથે નહિ લડવા
અર્જુન સવિનય કહે કેશવને. ૫૭

સ્વજનો સર્વે અમને મારે;
તો પણ નહિ રોષ મને જરીએ;
આ દેહ જતે પણ નહિ લડીએ
અર્જુન સવિનય કહે કેશવને. ૫૮

ધિક્ ! સ્વર્ગ–મૃત્યુ–પાતાળ તણું
બધું હણતાં કદી રાજ્ય મળે;
(તો) કાં ક્ષણભંગુર પૃથ્વી માટે?
અર્જુન સવિનય કહે કેશવને. ૫૯

જનાર્દનને નહિ પાપ જરી;
કૌરવ લાગે વધ્ય જ તમને;
તો શું કરવા કહો છો અમને ?
અર્જુન સવિનય કહે કેશવને. ૬૦

પૃથ્વી ને ધન તારાં હરીયાં,
વળી શસ્ત્રો લેઈ અહિંયાં આવ્યા;
(તો) શું જીવતા મૂકવા કૌરવને ?
શ્રીકૃષ્ણ પ્રબોધે અર્જુનને. ૬૧

જીવતા તમને સળગાવામાં
ગણિયું નહિ પાપ અલ્યા ! જરીએ;
કાં ક્ષત્રિય થઈ કાયર બનીએ ?
શ્રીકૃષ્ણ પ્રબોધે અર્જુનને. ૬૨

તુજ ભ્રાત ભીમને ઝેર દીધું,
દ્રૌપદીની લાજ લૂંટી દુષ્ટે;
(તો) અહિં કાં ભૂલે દુર્યોધનને ?
શ્રીકૃષ્ણ પ્રબોધે અર્જુનને. ૬૩

કુકર્મી આ સૌ કૌરવને
હણવામાં પાપ નહિ જરીએ;
ખોશે શું સોનેરી તકને ?
શ્રીકૃષ્ણ પ્રબોધે અર્જુનને. ૬૪

પ્રભુ ! અર્થશાસ્ત્રનું આપ વદ્યા !
નહિ ધર્મશાસ્ત્રનું કંઈ તેમાં;
હણવાથી શાન્તિ નહિ અમને,
અર્જુન સવિનય કહે કેશવને. ૬૫

એ આતતાયી બંધુજનને
હણી કેમ કરી સુખીઆ થઇએ ?
હણવા માટે નહિ યોગ્ય અમે,
અર્જુન સવિનય કહે કેશવને. ૬૬

કૌરવ પાપી છે પહેલેથી,
હણી અમને વધુ પાપી બનશે
એમાં શું મને નુકસાન જશે ?
અર્જુન સવિનય કહે કેશવને. ૬૭

## વિષાદની પરાકાષ્ઠા !

"પુનમ ચાંદની ખીલી પૂરી અહિં રે" ને
મળતો રાગ.

દાદા ભીષ્માદિ સૌ ઘોર પાપ જોતા નથી રે

લોભી બુદ્ધિવાળા બનીયા દાદા ભીષ્મ,
સ્વજનવિનાશ કર્યાનું
ઘોર પાપ જોતા નથી રે. ૬૮

ક્ષત્રિયપુત્રે યુદ્ધમાં પાછો પગ નવ થાય,
જીત કરીને મેળવ્યું ધન સૌ ધર્મ્ય ગણાય;
તો પણ સ્વજનવિનાશનું
પાપ અમાપ દીસે મને રે;
લોભી બુદ્ધિવાળા૦ ૬૯

સમજીને આ પાપને યુદ્ધ કર્યું નવ જાય;
બંધુવિનાશ થઈ જતાં અતિ અનર્થો થાય:
અગ્નિહોત્રાદિક સૌ
કુળધર્મોનો નાશ છે રે,
લોભી બુદ્ધિવાળા૦ ૭૦

બાકી કુળ બીજું બધું અધર્મને વશ જાય,
(તેથી) કુળસ્ત્રીઓ દૂષિત થતાં સંકર પેદા થાય!

તેથી બંધુવિનાશક
નરકાધિકારી બને રે
લોભી બુદ્ધિ વાળા૦ ૭૧

બંધુવિઘાતકના બધા પિતૃ નરકે જાય;
પિંડદાન, તર્પણ વિના ત્યાં તે બહુ અકળાય!
સ્વજનવિનાશક જનના
દોષો અપરંપાર છે રે,
લોભી બુદ્ધિ વાળા૦ ૭૨

પિંડદાન, તર્પણ કરે સંકર સો સો વાર,
સ્વર્ગપતિત હા ! પિતૃઓ કરે નહિ સ્વીકાર!
તેથી સ્વર્ગે ગયલા
પિતૃ નરકે જાય છે રે,
લોભી બુધ્ધિવાળા૦ ૭૩

જન્મ ધર્યો અવની વિષે પિતૃમોક્ષને કાજ,
કુળ અજવાળ્યું પાંડવે, ધિક્ ! અહિં આવી આજ!

અઘટિત લડવાથી હા !
પિતૃ નરકે જાય છે રે,
લોભી બુદ્ધિ વાળા૦ ૭૪

સ્વજનવિનાશકમાં અતિ આવે મોટા દોષ:
પ્રજા વર્ણસંકર બને, પામે નહિ સંતોષ;
એથી જાતિ-કુળના
ધર્મો નિર્મૂળ થાય છે રે.
લોભી બુધ્ધિ વાળા૦ ૭૫

કર્તવ્યાકર્તવ્યનો સંકરને ન વિચાર,
કામ, ક્રોધ વશ થઈ કરે કુળધર્મનો નાશ !
કુળના ધર્મવિનાશક
કુલઘ્ની કહેવાય છે રે
લોભી બુધ્ધિ વાળા૦ ૭૬

કુળધર્મો નિર્મૂળ થયા એવા જનનો વાસ:
નિરંતર હલકા બની નરકે થાય નિવાસ,

એવું એવું ઘણું એ
સાંભળતા આવ્યા છીએ રે
લોભી બુધ્ધિ વાળા૦ ૭૭

પુત્રો, પૌત્રો ને બધા કુળનો કરી વિનાશ,
સાર્થક આ જીવતર તણું પાર પડે ? અવિનાશ!
ધર્મ, નીતિ, કીર્તિ
સઘળું ધૂળ થઈ જશે રે !
વર્ણસંકર પુત્રો
જાય નરક નિઃશંક !
સ્વજનવિનાશ કર્યાનું૦ ૭૮

લખ–ચોરાશી માં દીસે શ્રેષ્ઠ મનુષ્ય–અવતાર,
તે એળે ગુમાવીઓ આવી અહિં ફિરતાર !
જીત્યા લખચોરાશી
આવ્યા અહિંયાં જ્યારથી રે!!
લોભી બુધ્ધિ વાળા૦ ૭૯

રાજ્ય સુખને કારણે કરવા પાપ અમાપ,
પ્રવૃત્તિ કીધી અમે ? અહો! એહની વાત!
બંધુવધ કરવાને
તૈયારી કીધી અમે રે!
લોભી બુધ્ધિ વાળા૦ ૮૦

બંધુવધ કરી સુખની કીધી અમોએ આશ,
ઘોર પાપ બાંધી લીધું; હાય થશે જ વિનાશ!
ધિક્! એ સુખતૃષ્ણાને!
અમને હા! ધિક્કાર છે રે!
લોભી બુદ્ધિ વાળા૦ ૮૧

બચાવનો ઉપાય હું નહિ કરૂં કિરતાર!
કૌરવ નિઃશસ્ત્રી મને ભલે હણે શિરતાજ!
ચિતડું ચગડોળે ચઢીયું
આ સ્વજનો જોઇને રે!
લોભી બુધ્ધિ વાળા૦ ૮૨

'દયા ધર્મનું મૂળ' તે લડવે નહિ સચવાય,
તે પાલન કરતાં પ્રભુ ! પ્રાણ ભલે આ જાય !
એથી ઉત્તમ બીજું
મારે મનડે નહિ કશું રે !
લોભી બુદ્ધિ વાળા० ८३

કર્મ તણા કરનારને જન્મ-મરણ અધિકાર,
નથી જનમવું માહરે કર્મ કરી સંસાર ! !
ચિત્ત મુજ ચગડોળે ચઢ્યું
આ સ્વજનો જોઇને રે !
લોભી બુદ્ધિ વાળા० ८४

મુદ્દલ ઇચ્છા નહિ તને યુદ્ધની અર્જુનરાય,
કંટક વૈર તણો અતિ ભીમહૃદય ભોંકાય;
કરશો તું શું હાવે ?
થાશે સ્વજન વિનાશ !
સ્વજનવિનાશ કર્યાનું० ८५

"આ મારા હું એમનો"—
એ મોહે અર્જુન—
વ્યાકુળ મન વાળો થયો;
લાગી અહિંસા-ધૂન !

ધનુષ્ય છોડી અર્જુન
રથ ઉપર બેસી ગયો રે !
લોભી બુધ્ધિ વાળા૦ ૮૬

સમાપ્ત.